# કાઠિયાવાડ ઇલાકાની
## ભૂગોળ વિદ્યા.

પ્રગટ કરનાર.
પુરૂષોત્તમ કહાનજી ગાંધી.
લીંબડી—કાઠિયાવાડ.



પ્રથમાવૃત્તિ.

Ahmedabad Union Printing Press

સંવત ૧૯૪૫ સને ૧૮૮૮ નો ડિસેમ્બર.

કિંમત બે આના.
સામટી લેનારને કિફાયત ભાવે મળશે.

૩૭૨૩

પુરૂષોત્તમ ગાંધી કૃત.

# કાઠિયાવાડ ઈલાકાની ભૂગોળ વિદ્યા.

કાઠિઆવાડનું અસલ નામ સૌરાષ્ટ્ર હતું. પણ જ્યારથી આ મુલકમાં કાઠીરાજા આવીને વસ્યા અને પોતાના પરિબળથી લૂટ, ધાડ, અને ચડાઈઓ કરવામાં પ્રખ્યાતી પામ્યા ત્યારથી સૌરાષ્ટ્રનું નામ **કાઠિયાવાડ** પડયું છે.

ગાયકવાડી તથા પોર્ટુગીઝ સંસ્થાનોને સાથે ગણતાં આ ઈલાકાનું ક્ષેત્રફળ સુમારે ૨૩૫૦૦ ચોરસ માઈલ છે. તેની લંબાઈ પશ્ચિમે દ્વારિકાથી પૂર્વમાં ભાવનગર સુધી ૨૦૦ માઈલ છે અને પહોળાઈ ઉત્તરમાં ઝીંઝુવાડાથી દક્ષિણમાં દરિઆ કિનારા સુધી ૧૭૦ માઈલ છે. કાઠિઆવાડ એ મોટો દ્વિપકલ્પ છે.

**સિમા**—ઉત્તરે કચ્છનું રણ તથા અખાત; પૂર્વે દિશાએ અમદાવાદ જીલ્લો અને ખંભાતનું અખાત; દક્ષિણ અને પશ્ચિમે આરબી સમુદ્ર છે.

**વસ્તી**—પચીશલાખ માણુસની છે અને વાર્ષિક ઉપજ સુમારે એક કરોડ તેપનલાખ રૂપિઆના છે.

**સંસ્થાન**—નાનાં મોટાં થઈને ૧૮૭ છે.

**ગામ**—કુલ ૪૩૬૯ છે.

**રાજ્યકાજના બંદોબસ્ત માટે સરકારે કરેલા ભાગ નીચે મુજબ:—**

(ઉત્તરમાં * ઝાલાવાડ પ્રાંત—મુખ્ય શહેર—વઢવાણ કૅમ્પ.

(પૂર્વે) * ગોહિલવાડ પ્રાંત— „ —સોનગઢ
(દક્ષિણમાં)* સોરઠ પ્રાંત—— „ —જેતલસર.
(પશ્ચિમમાં)* હાલાર પ્રાંત—— „ —રાજકોટ.

**દેશી રાજ્યના જથાથી પડેલા ભાગ— ૧ ઝાલાવાડ, ૨ ગોહેલવાડ, ૩ ઉંડસરવૈયા, ૪ બાબરીઆવાડ, ૫ કાઠિઆવાડ, ૬ સોરઠ, ૭ બરડો, ૮ હાલાર, ૯ મચ્છુકાંઠો, અને ૧૦ ઓખામંડળ.**

**પર્વત—अ**. ૧ ચોટીલો, ૨ મદાવન, ૩ ઠાંગા, ૪ માંડવધાર.
**ब** ૧ શેત્રુંજો, ૨ તળાજાનો ડુંગર.
**क** ૧ ગીરનાર.
**ड** ૧ ગીર, ૨ વાલાકગીર કે મોરધાર, અને ૩ લાંબધાર.
**इ** ૧ બરડો. ૨ ઓસમ, ૩ જાલનો.
તેમાં સૌથી મોટો પહાડ ગીરનાર છે.

**નદીઓ**—૧ વઢવાણનો ભોગાવો, ૨ લીંબડીનો ભોગાવો, ૩ ફલકુ, ૪ બાંભણ, ૫ મચ્છુ, ૬ ભાવનગરની ખાડી, ૭ શેત્રુજી, ૮ માલણ, ૯ ધાતરવડી, ૧૦ બગડ, ૧૧ રાયડી, ૧૨ ઘોળાદ્રી, ૧૩ રૂપેણ, ૧૪ શુકભાદર, ૧૫ ગોંડલી, ૧૬ નીલભાદર, ૧૭ ભુખી, ૧૮ ઓઝાત, ૧૯ સાવળી, ૨૦ કાંબડી, ૨૧ સામન, ૨૨ સીંગવડો, ૨૩ રામાવતી, ૨૪ ઉંડ, ૨૫ આજી, ૨૬ ધી, ૨૭ આપા, ૨૮ ઘોડાધ્રોઈ.

**સરોવર**—નળ.

---

* એ દરેક ભાગમાં એકેક આસિસ્ટંટ પોલિટિકલએજંટ સાહેબ રહેછે, અને એ તમામનો ઉપરી પોલિટિકલએજંટ સાહેબ છે તે રાજકોટમાં રહેછે.

**બેટ**—૧ દીવ, ૨ પીરમ, ૩ બેટ, ૪ સંખોદવા.

**ભૂશીર**—૧ જગતપોઇંટ, ૨ દીવ.

**અખાત**—૧ ખંભાતનું, ૨ કચ્છનું.

**દ્વિપકલ્પ**—કાઠિઆવાડ.

**હવા ખાવાનાં ઠેકાણાં**—૧ બાલાચડી, ૨ ગોપનાથ, ૩ વેરાવળ ૪ ઝાંઝમેર, ૫ હાથપ અને ૬ વેરાવળ.

**પોર્ટુગીઝનું સંસ્થાન**—દીવ.

**હબશીનું સંસ્થાન**—જાફરાબાદ.

**ગાયકવાડી સંસ્થાન**—૧ ઓખામંડળ, ૨ અમરેલી, ૩ ધારી, ૪ કોડીનાર, ૫ દામનગર, ૬ ભીમકટા, ૭ શીયાનગર.

**જાત્રાનાં ઠેકાણાં**—૧ શેત્રુંજો, ૨ ગીરનાર, એ બે ઉપર શ્રાવકો વગેરેનાં દેરાં છે, ૩ મુળી, ૪ ગઢડા; એ બન્નેમાં "સ્વામીનારાયણ" પંથનાં મુખ્ય ધામ છે. ૫ દ્વારકા એમાં રણછોડજીનું ધામછે. ૬ સોમનાથ કે પ્રભાસપાટણ, ૭ તુળશીસ્યામ ૮ સુદામાપુરી.

**રણ**—૧ કચ્છનું, અને બીજું પાટડીનું.

**મોટાં શહેર**—જુનાગઢ, ભાવનગર, નવાનગર, પોરબંદર, ધ્રાંગધ્રા, મોરબી, ગોંડળ, વાંકાનેર, લીંબડી, વઢવાણ, પાળીતાણા, રાજકોટ, ધ્રોળ, જાફરાબાદ, વળા, લખતર, બાટવા, જસદણ, સાયલા, ચુડા, મુળી, લાઠી, બજાણા, વીરપુર, માળીઆ, જેતપુર, દ્વારકા, અમરેલી, હળવદ, સીહોર, કુંડલા, મહુવા, ગઢડા, બોટાદ, તળાજા, ડાઠા, ડેડાણ, ધારી, ચીતળ, બાબ્રા, બીલખા, બગસરા, વેરાવળ, માંગરોળ, કોડીનાર, ઉના, કુતીઆણા, જોડીઆ, વવાણીઆ, આમરણ, ખંભાળીઆ, ધોરાજી, ઉપલેટા, સરધાર, ધ્રાફા, ઝીંઝુવાડા.

**મોટાં બંદર**—જોડીઆ, બેડી, સલાયા, દ્વારકા, બેટ, મી-

આણી, પોરબંદર, નવીબંદર, માધવપુર, શીલ, માંગરોળ, વેરાવળ, પાટણ, દીવ, ધોઘલા, જાફરાબાદ, મહુવા, ઝાંઝમેર, ગોપનાથ, ઘોઘા, અને ભાવનગર.

**પેદાશ**—કપાસ, બાજરી, જુવાર, ઘઉં, ચણા, અડદ, મઠ, મગ, ચોળા, જવ, ડાંગર, તલ, શેરડી, અને સાબુ.

**ખનીજપદાર્થ**—( **जूनागढ संस्थानमां** )—ગીરનાર પહાડની બોરીઆની ખીણમાં અબરખની જાતની ભૂકી મળી આવે છે. ( **जामनगर संस्थानमां** )—ભાણવડ તથા કંડોરણા પ્રગણામાં જાતજાતના આરસપહાણ મળે છે. ખંભાળીઆ, રાણપુર અને લાલપુરમાં લોઢાની ખાણો છે. નવાનગરની હદમાં તાંબુ માલમ પડ્યું છે. ( **भावनगर संस्थानमां** )—સીહોરના ડુંગરામાંથી લોઢું નીકળે છે. ( **ध्रांगध्रा संस्थानमां** )—ઉમરડા પાસે જાતજાતના રંગના પથ્થર નીકળે છે અને કુડા ગામમાં વડાગરૂં મીઠું પાકે છે. ( **गोंडल संस्थानमां** )—ખીરસરામાં આરસપહાણ અને અડદીઆ પથ્થર નીકળે છે. ( **पोरबंदर संस्थानमां** ) —બરડા ડુંગરમાંથી લોઢું અને ધોળા પથ્થર નીકળે છે. ( **लखतर संस्थानमां** )—થાન પ્રગણામાં કોયલા માલમ પડ્યા છે.

**ધર્મ**—વેદ, શિવ, વૈશ્નવ, રામાનુજ, જૈન, સ્વામીનારાયણ, અને મુસલમાની વગેરે.

**કેળવણી**—રાજકોટમાં રાજકુમાર કૉલેજ, મેલટ્રેનિંગકૉલેજ, ફીમેલટ્રેનિંગકૉલેજ, અને એક હાઈસ્કૂલ છે. ભાવનગરમાં શામળદાસ કૉલેજ, હાઇસ્કૂલ, ગવરીશંકર વેદશાળા વગેરે છે. જુનાગઢ, જામનગર અને વઢવાણ શહેરમાં એકેકી હાઈસ્કૂલ છે. વઢવાણ સિવિલ

સ્ટેશનમાં તાલુકદારી ગરાસીઆ સ્કૂલ છે. આખા કાઠિઆવાડમાં ૧૬ અંગ્રેજી–ગુજરાતી નિશાળો છે. ગુજરાતી નિશાળો ૬૨૫, કન્યાશાળા ૬૦, નાઈટસ્કૂલ ૫૪; કુલ નિશાળો ૭૭૯ છે તેમાં ૪૪૧૬૫ નિશાળીઆ અભ્યાસ કરેછે.

કાઠિઆવાડમાં આશરે ૫૦ જાહેર પુસ્તકશાળા છે. ૭૨ દવાશાળાઓ અને આશરે ૧૭૫ પોસ્ટઑફિસ છે.

**છાવણી**—રાજકોટ, વઢવાણ, સોનગઢ અને જેતલસર.

**વખણાતી વસ્તુવાળાં શહેર**—લીંબડી અને સાયલાની સુડી—વઢવાણના પથર અને સાબુ—સીહોર અને મોરબીનાં તાંબા પીતળનાં વાસણ. નવાનગરનું કંકુ, બાંધણી, બંદુક, કસબ અને મોતી—સાવર કુંડલાના ઢોલીઆ—પાટડી અને કુડાનું વડાગરૂં મીઠું. ધ્રાંગધ્રા તથા બરડાના પથર અને તેનાં વાસણ—થાનનાં માટીનાં વાસણ—ગોંડળનો ગોળ—ઝાલાવાડનાં ઝુમણા—કાઠિઆવાડની કાંબી અને ઘોડા—ધોરાજીના ધાબળા—બર્ડાની ભેંસ—ભાલના ઘઉં—ચોરવાડનાં નાગરવેલનાં પાન. બગસરાના ચોફાળ.

**ઉના પાણીના કુંડ**—તુળશી સ્યામ ( ગીરમાં ),પીંડતારક (ઓખામાં ).

**દીવાદાંડીના સ્થળ**—બેડી— પોસીતરા—બેટ—દ્વારકા—પોરબંદર—નવીબંદર—માધવપુર—માંગરોળ—વેરાવળ—દીવ—જાફરાબાદ—મહુવા—ગોપનાથ—પીરમ—ઘોઘા—ભાવનગર.

**રેલવે**—આ ઇલાકામાં “**ભાવનગર, ગોંડળ, જુનાગઢ, પોરબંદર રેલવે**” અને “**મોરબી રેલવે**” છે.

**ભાવનગરથી વઢવાણ જંકશન સુધીના સ્ટેશનો**—ભાવનગર, ગઢેચી, વરતેજ, સિહોર, સોનગઢ, ધોળા જંકશન, ઉજળવા-

વ, નિંગાળા, બોટાદ, કુંડલી, રાણપુર, ચુડા, લીંબડી, વઢવાણ શહેર અને વઢવાણ સિવિલ સ્ટેશન.

**ધોળા જંકશનથી ધોરાજી સુધીના સ્ટેશનો**—ધોળા જંકશન, જાળીઆ, ઢસા, લાઠી, ચિતળ, લુણીધર, કુંકાવાવ, ખાખરીઆ, વાવડી, જેતપુર, જેતલસર જંકશન અને ધોરાજી.

**જેતલસરથી જુનાગઢ સુધીના સ્ટેશનો**—જેતલસર જંકશન, ચોકી, વડાલ અને જુનાગઢ.

**આ રેલવેની શાખા જુનાગઢથી વેરાવળ સુધી થોડા વખતમાં થવાની છે**, તેનાપર—જુનાગઢ, શાહપોર, લુશાળા, કેશોદ, માળીઆ, ચોરવાડ અને વેરાવળ એ સ્ટેશનો થવાનાં છે.

**બીજી શાખા ધોરાજીથી પોરબંદર સુધી થવાની છે,** તેનાપર ધોરાજી, સુપેડી, કોળકીજાળીઆ, ભાયાવદર, પાનેલી, જામપુર, બાલવા, વાંસ જાળીઆ, શખપુર, રાણાવાવ અને પોરબંદર એ સ્ટેશનો થવાનાં છે.

**વઢવાણ જંકશનથી મોરબી સુધીના સ્ટેશનો**—વઢવાણ સિવિલસ્ટેશન, કુકડા, મૂળી, સાયલા, ડોળીઆ, થાન, દલડી, વાંકાનેર, ઢુવા અને મોરબી એ સ્ટેશનો છે.

**આ રેલવેની શાખા** મોરબીથી રાજકોટ સુધી થવાની છે.

**બી૦ બી૦ એન્ડ સી૦ આઈ૦ રેલવેની શાખા** કાઠિયાવાડમાં આવેલી છે, તેનાપર લીલાપુર, લખતર અને વઢવાણ સિવિલ સ્ટેશન, એ સ્ટેશનો આવેલાં છે.

## સરકારી થાણા.

૧ (ઉત્તર) **ઝાલાવાડમાં**—વઢવાણ સિવિલસ્ટેશન, ચોટીલા, ધોલેરા, દસાડા, વિઠ્ઠલગઢ અને પાળીઆદ.

૨ ( પૂર્વે ) **ગોહીલવાડ પ્રાંત તાબે**—સોનગઢ, ચમારડી, ચોક, ડાંઠા અને બાબરા.

૩ ( દક્ષિણ ) **સોરઠ પ્રાંત તાબે**—જેતલસર, બગસરા, લાખાપાદર અને દેડાણ.

૪ ( પશ્ચિમ )**હાલાર પ્રાંત તાબે**—રાજકોટ, માળીઆ, ધ્રાફા, લોધીકા અને મૂળીલા.

**આખા ઈલાકામાં**—સૌથી મોટો પહાડ ગિરનાર; મોટું શહેર ભાવનગર; મોટી નદી ભાદર; અને મોટો પ્રાંત હાલાર.

**બેવડાં નામ**—કાઠિયાવાડ—સૌરાષ્ટ્ર. પ્રભાસપાટણ—વેરાવળ પાટણ અથવા જાદવાસ્થળી. નવાનગર—જામનગર અથવા નગર. શેત્રુંજે—સિદ્ધાચળ. પોરબંદર—સુદામાપુરી. બર્ડો—જેઠવાડ.

## નદીઓ અને તેનાં ઉપરના શેહેરો.

૧ **વઢવાણનો ભોગાવો**—ઠાંગા ડુંગરમાંથી નીકળી પૂર્વના નળમાં મળેછે. તે ઉપર ચોટીલા, ડોળીયા, મૂળી, વઢવાણ, શીઆણી, અને જાંબુ. વગેરે ગામ છે.

૨ **લીંબડીનો ભોગાવો**—ઠાંગા ડુંગરમાંથી નીકળી પૂર્વના નળમાં મળેછે. તે ઉપર સેજલપર, વડોદ, વસ્તડી, લીંબડી, સાઉકા, અને પાણશીણા છે.

૩ **વાંસળ**—લીંબડીના ભોગાવાને મળેછે. એનાપર ભડકવા, મોજીદડ, દરોદ, હડાળા છે.

૪ **સુકભાદર**—ચોટીલામાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. તે ઉપર રાણપુર, નાગનેશ.

૫ **ઉમઈ**—એ ધ્રાંગધ્રાના ગામ દેવચરાડી પાસેથી નીકળેછે. ને રણમાં મળેછે. તે ઉપર સીથા, મેથાણ.

૬ ગોડરા—એ ધ્રાંગધ્રા તાબાના ગામ ચુલી પાસેથી નીકળેછે, ને રણમાં મળેછે. તે ઉપર કુવા, કુડા.

૭ ફુલકુ—એ ધ્રાંગધ્રા તાબાના રામપરા ગામ પાસેના ડુંગરમાં થી નીકળેછે. ને રણમાં મળેછે. તે ઉપર નારીચાણા, બાવળી, ધ્રાંગધ્રા.

૮ બાંભણ—આ નદી થાન પાસેના ડુંગરમાંથી નીકળેછે. ને રણમાં મળેછે. તે ઉપર સુસવાવ, વાંટાવદર, ટીકર.

૯ મચ્છુ—ચોટીલામાંથી નીકળેછે. ને રણમાં મળેછે. તે ઉપર મહીકા, વાંકાનેર, પંચાશીઆ, મોરબી, મેઘપુર, માળીયા.

૧૦ કંકાવટી—એ ધ્રાંગધ્રા તાલુકાના કોંઢ પાસેના રતેવાળીઆ ગામ પાસેથી નીકળેછે. ને રણમાં મળેછે. તે ઉપર કોંઢ, ઢવાણા, માલણીયાદ.

૧૧ ઉતાવળી—ચોટીલામાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તે ઉપર કુંડલી, બરવાળા.

૧૨ ઘેલો—ચોટીલામાંથી નીકળી કાળુભાર નદીને મળેછે. તે ઉપર લાખણકા, દરેડ, પછેગામ, વળા.

૧૩ કાળુભાર—ચોટીલાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. તે ઉપર ઉમરાળા, ચમારડી, ભોજાવદર.

૧૪ શેત્રુંજી—ગીરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે, તે ઉપર ધારી, પાલીટાણા અને તળાજા છે.

૧૫ બગડ—શેત્રુંજામાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. તે ઉપર ડાઠા.

૧૬ માલણ—શેત્રુંજામાંથી નીકળી આરબીસમુદ્રને મળેછે તે ઉપર ખુંટવડા, અને મહુવા.

૧૭ **ધાતરવડી**—ગીરમાંથી નીકળી આરબીસમુદ્રને મળેછે, તે ઉપર રાજુલા.

૧૮ **રાઈડી**--ગીરમાંથી નીકળી આરબીસમુદ્રને મળેછે. તે ઉપર નાગેશરી.

૧૯ **મચ્છુંદ્રી**—ગીરમાંથી નીકળી આરબીસમુદ્રને મળેછે. તે ઉપર ઉના, દેલવાડા.

૨૦ **સીંગવડો**—ગીરમાંથી નીકળી આરબીસમુદ્રને મળેછે. તે ઉપર ઘાંટાવડ, કોડીનાર.

૨૧ **સરસ્વતી**—ગીરમાંથી નીકળી આરબીસમુદ્રને મળેછે તે ઉપર બીજ, કાજળી.

૨૨ **હીરણ**—ગીરમાંથી નીકળી આરબીસમુદ્રને મળેછે. તે ઉપર પાટણ.

૨૩ **મેંગલ**—ગીરમાંથી નીકળી આરબીસમુદ્રને મળેછે. તે ઉપર માળીયા.

૨૪ **ઉબેણ**—ગીરમાંથી નીકળી ઓઝતને મળેછે. તે ઉપર બેંસાણ, રાણપુર, ચોકી, મજેવડી.

૨૫ **ઓઝત**—ગીરમાંથી નીકળી ભાદરને મળેછે. તે ઉપર બાલાગામ.

૨૬ **ભાદર**—મદાવનનાં ડુંગરામાંથી નીકળી આરબીસમુદ્રને મળે છે. તે ઉપર જશદણ, આટકોટ, જેતપુર, નવાગઢ, ગણોદ, કુતીઆણા, અને નવીબંદર.

૨૭ **ગોંડલી**—એ ભાદરને મળેછે. તે ઉપર કોટડા,સાંગાણી,ગોંડળ.

૨૮ **મોજ**—એ ભાદરને મળેછે. તે ઉપર ઉપલેટા.

૨૯ **આજી**—ચોટીલામાંથી નીકળી કચ્છના અખાતને મળેછે. તે ઉપર રાજકોટ, પડધરી, ઝીંઝોડું.

**૩૦ ડેમાઈ**—ચોટીલામાંથી નીકળી કચ્છના અખાતને મળેછે. તે ઉપર ટંકારા, કોયલી, બેલા.

**૩૧ ઉંડ**—બર્ડામાંથી નીકળી કચ્છના અખાતને મળેછે. તે ઉપર જાળીયા ને જોડીયા.

**૩૨ રંગમતીને નાગમતી**—બર્ડામાંથી નીકળી કચ્છના અખાતને મળેછે. તે બંનેના સંગમપર નવાનગર.

**૩૩ રામાવતી**—બર્ડામાંથી નીકળી કચ્છના અખાતને મળેછે. તેના પર લાલપુર, છીકારી.

**૩૪ ઘી**—બર્ડામાંથી નીકળી કચ્છના અખાતને મળેછે. તે ઉપર ખંભાળીયા.

## નદીઓનાં મૂળ.

**ચોટીલાના ડુંગરમાંથી નીકળનારી નદીઓ**—વઢવાણનો ભોગાવો, લીંબડીનો ભોગાવો, બાંભણ, સુકભાદર, ભાદર, ગોમા, ઉતાવળી, ઘેલો, કાળુભાર, આજી અને મચ્છુ.

**ગીર પર્વતમાંથી નીકળનારી**—શેત્રુંજી, ધાતરવડી, રાયડી, રૂપેણ, રાવળ, મચ્છુંદ્રી, સીંગવડો, સરસ્વતિ, હીરણ, ઓઝાત અને ઉબેણ.

**બરડા પર્વતમાંથી નીકળનારી**—ઉંડ, રંગમતી, નાગમતી, ઘી, આપા, રામાવતી, ગોંડલી અને મેર્જ.

**શેત્રુંજામાંથી**—બગડ, માલણ, અને ઘેળાદ્રી.

## નદીઓનાં મુખ.

**આરબી સમુદ્રને મળનારી નદીઓ**—ભાદર, ઓઝાત, કાંબહીરણ, સીંગવડો, સાવળી, સામન, સરસ્વતિ, રાવળ, મચ્છુંદ્રી, રૂપેણ, રાયડી, ધાતરવડી, માલણ, અને શેત્રુંજી.

**ખંભાતના અખાતને**—કાળુભાર, ઉતાવળી, ઘેલો, અને શુકભાદર.

**કચ્છના અખાતને**—રંગમતી, નાગમતી, ઘી, આપા, આજી, રામાવતી, ઉંડ, અને ડેમાઈ.

**રણમાં મળનારી**—મચ્છુ, ઘોડાધ્રોઈ, બ્રાંભણ, કંકાવટી, ઉમઇ, ફલકુ અને ગોડરા.

**નળમાં પડનારી**—વઢવાણનો ભોગાવો અને લીંબડીનો ભોગાવો

---

## ૧. ઝાલાવાડ.

આ પ્રાંતમાં મુખ્ય ઝાલા ક્ષત્રીનું રાજ્ય હોવાથી ઝાલાવાડ નામ પડ્યું.

**પર્વત**—ચોટીલા, મહાઉન, હાંગો અને માંડવધાર.

**નદીઓ**—વઢવાણનો ભોગાવો, લીંબડીનો ભોગાવો, ફલકુ, શુકભાદર, બ્રાંભણ, વાંસળ અને ઉમઈ.

**સરોવર**—નળ. **રણ**—પાટડીનું.

**સંસ્થાન**—પર છે.

૧ **ધ્રાંગધ્રા** (એમાં મુખ્ય ગામ +ધ્રાંગધ્રા, હળવદ, સીથા, અને ઉમરડા વગેરે છે.) ૨ **વાંકાનેર** (વાંકાનેર) ૩ **લીંબડી** (લીંબડી, શીહાણી, ને પાણશીણા) ૪ **વઢવાણ** (વઢવાણ, નાગનેશ, ખોડુ અને રામપરા છે.) ૫ **લખતર** (એમાં લખતર અને થાન છે.) ૬ **સાયલા** (સાયલા.) ૭ **ચુડા** (ચુડા) ૮ **મુળી** (મુળી) ૯ **બજાણા** (બજાણા).

---

+જે ગામ આવા મોટા અક્ષરે મુકયા છે, તે ગામ ઘણું કરીને મોટા છે. અને તેમાં પોસ્ટ ઓફીસ અને નિશાળ બન્નેછે એમ સમજવું.

એ સિવાય વઢવાણ સિવિલસ્ટેશન, વણોદ, પાટડી, દસાડા, બોધ્ધા, ભડકવા, દુધરેજ, ઝીંઝુવાડા, વણા, તલસાણા, ડોળીઆ, ખેરાળી વગેરે ગામ છે.

નાનાં ગામ **ધાંગધ્રાનાં** (*ટિકર, મેથાણ, માલવણ, કોંઢ, કુડા, વાંટાવદર, ઢવાણા, ચરાડવા, માથક, મોટા અંકેવાળીઆ.) **વાંકાનેરનાં** (તીથવા, લુણસર, અને મેસરીઆ.) **લીંબડીનાં** ( રંગપુર, બળોલ, હડાળા, અને જાંબુ વગેરે છે.) **વઢવાણનાં** (બલદાણા, ખારવા, વરતડી, વગેરે છે.) **સાયલાનાં** ( સરા, નારીચાણા અને ડોળીઆ ) **મુળીનાં** ( દીગસર, અને કુકડા. )

એ સિવાય વડોદ, કંથારીઆ, ભથાણ, ભલગામડા, અંકેવાળીઆ, ગુંદીઆળા, વિઠલગઢ, ખંભલાવ, ગેડી, ખાંડીઆ, દેવળીઆ, પળાલી, ભડવાણા, સમલા વગેરે ઘણાંછે.

**નીપજ**—કપાસ, બાજરી, ઘઉં, ચણા, કઠોળ, જુવાર વગેરે છે.

## ૨. ગોહેલવાડ.

આ પ્રાંતમાં ગોહેલ ક્ષત્રીઓનું રાજ્ય મુખ્યત્વે કરીને હોવાથી ગોહેલવાડ કહેવાય છે.

**પર્વત**—શેત્રુંજો, તળાજાનો ડુંગર, મોરધાર અને લાંબધાર.

**નદીઓ**—ભાવનગરની ખાડી, શેત્રુંજી, કાળુભાર, ઘેલો, માલણ, બગડ, ઉતાવળી અને ધાતરવડી.

---

* જે ગામનાં નામ આવાં છેક ઝીણાં અક્ષરે મૂકયાંછે, તે ગામો ઘણું કરીને નાનાં છે. તેમાં પોસ્ટ ઓફિસ નથી પણ માત્ર નિશાળ છે, એમ સમજવું. મહેતાજી સાહેબોએ આ ગામ છોકરાંને પાઠે કરાવીને બોજો વધારવો નહીં, પરંતુ માત્ર જરૂર જેટલાં ગામોજ છોકરાંને નકશામાં બતાવવાં.

**બંદર**—ભાવનગર, મહુવા, તળાજા, સુલતાનપુર, પીપાવાવ, કાઠિવદર, સુંદરાઈ.

**સંસ્થાન** ૨૫ છે.

૧ **ભાવનગર** (એમાં મુખ્ય શેહેર ભાવનગર, સિહોર, કુંડલા, મહુવા, તળાજા, બોટાદ, ઉમરાળા, ગઢડા, વર્તેજ, ભૂમલી, ટાણા, ત્રાપજ, વરલ, વડાલ, લીલીઆ, પીજપડો, ડુંગર, રાજુલા, બાદ્રોડ, ઢસા, લાખણકા, ગઢેચી અને કોળિઆક વગેરે છે. ૨ **પાલીટાણા** (એમાં પાલીતાણા ને ગારીઆધર) ૩ **વળા** (વળા) ૪ **લાઠી** (લાઠી)

એ સિવાય સોનગઢ, લીમડા, વાવડી, ચમારડી, ખુંટવડા, પચ્છેગામ, ઘોળા, નીંગાળા, દામનગર, ભીમકટા,. વગેરે ગામ છે.

**નાનાં ગામ ભાવનગરનાં** (દ્રીઓર, વાઘનગર, જુનાસાવર, બમોદરા, આંબરડી, પીડવડી, ભીંગરાડ, દેવગાણા, સુલતાનપુર, રોહીશાળા, લાઠીદડ, ઉમરાળા, જલાલપુર, સણોસરા, ઓપાળા, ઉગામેડી, તુરખા,) પરબડી, મુગલાણ, માંડવી, મીઠાવડ, સોનપરી, ચિત્રાવાવ, રામણકા, આલમપુર, ધામણકા, નોંધણવદર, ભોજવદર, વાલુકડ, ધાંધલી, ગોપનાથ, શિયાનગર. **વળાના** મોટીધરાઈ, હડમતીઆ, કાનપુર, દરેડ વગેરે છે.

**નીપજ**—ઘઉં, કપાસ, બાજરી, જુવાર, શેરડી વગેરે.

## ૩. ઉંડસરવૈયા.

આ પ્રાંતમાં સરવૈયા જાતના ક્ષત્રીનું રહેઠાણ હોવાથી એ નામ પડયું છે.

**પર્વત**—મોરધાર અને લાંબધાર.

**નદીઓ**—શેત્રુંજી અને બગડ.

**સંસ્થાન કુલ** ૨૩ છે. તેમાં મુખ્ય ૧ ડાઠા, ૨ ગણુધોળ અને

૩ **ચોક** છે. તેના મુખ્ય શેહેર એજ નામનાં છે.

**નીપજ**—કપાસ, ઘઉં, બાજરી, જુવાર, કઠોળ વગેરે છે.

## ૪. બાબરીઆવાડ.

આ પ્રાંતમાં બાબરીઆ જાતના રજપૂતોનું રહેઠાણ હોવાથી એ નામ પડયું છે.

**પર્વત**—ગીર.

**નદીઓ**—ધાતરવડી, રાઇડી, ઘોડાદ્રોઈ, રૂપેણ અને માલણ છે.

**બંદર**—જાફરાબાદ.

**સંસ્થાન** ૧૪ હતાં તેમાંથી ૧૨ જુનાગઢ તાબામાં જવાથી હાલ બે છે. ૧ **જાફરાબાદ** એનું મુખ્ય શેહેર જાફરાબાદ છે. ૨ **ડેડાણ** એનું મુખ્ય શહેર ડેડાણ છે. એ સિવાય એ પ્રાંતમાં બીજું મોટું ગામ નાગેશરી છે.

**મુખ્ય પેદાશ**—કપાસ, શેરડી, બાજરી, જુવાર અને કઠોળ છે.

## ૫. કાઠિયાવાડ.

આ પ્રાંતમાં કાઠીઓનાં સંસ્થાન હોવાથી તેનું નામ કાઠીઆવાડ પડયું છે.

**પર્વત**—માંડવધાર, ચોટીલાનો ડુંગો, અને મહાડિન.

**નદીઓ**—ભાદર, ગોમા, શેત્રુંજી ને ભોગાવો.

**સંસ્થાન**—કુલ ૫૩ છે.

૧ **જસદણ** (એમાં મુખ્ય ગામ જસદણ અને વીંછીઆ). ૨ **જેતપુર** (એમાં જેતપુર, બીલખા, મેંદરડા, કુંકાવાવ, મોટા દેવળીઆ, વડીઆ, શેખના પીપરીઆ અને ચીતળ છે. ૩ **વસાવડ**

(વસાવડ). **गायकवाडी संस्थान**—૧ અમરેલી (અમરેલી) ૨ **धारी** (ધારી) બગસરા, ચોટીલા, આણંદપુર, પાળીયાદ, બાબરા, કોટડાપીઠા, બામણબોર, વગેરે મોટાં ગામ છે.

તે સિવાય સુદામડા, લાખાપાદર, ધાંધલપુર, **जसदणनां** (બરવાળા, પાટણા, કુંદણી અને કાળાસર). **जेतपुरनां** (થાણાદેવળી, અકાળા, જરખીઆ, શેડુભાર, વાઘણીઆ અને વડેરા.) સણોસરા, ભડલી, કરીઆણા, વાંકીઆ ખીજડીઆ, ભીમોરા, મેવાસા, સેજકપર, મોટી ગરમલી, ચરખા, ઢોલરવા, મોણવેલ, વેકરીઆ, હાલરીઆ, કાનપર, નાનબાઈની દેરડી, આકડીઆ, સમઢીઆળા, કુબા, વગેરે ગામો છે.

**મુખ્ય પેદાશ**—કપાસ, ઘઉં, બાજરી, કઠોળ, શેરડી.

## ૬. સોરઠ.

આખા ઈલાકાનું અસલ નામ સૌરાષ્ટ્ર હતું એ ઉપરથી આ પ્રાંતનું નામ સોરઠ પડ્યું છે.

**પર્વત**—ગીર અને ગીરનાર.

**નદીઓ**—ભાદર, ધુબી, ઓઝાત, સાવળી, કાંબહીરણ, સામન, શીંગવડો, સુરેખા, સરસ્વતિ, મચ્છુંદ્રી, રાવળ અને મેંગલ.

**બંદર**—વેરાવળ, માંગરોળ, ભેરાઇ, ચોરવાડ, શીલ અને વહી.

**સંસ્થાન**—૧ **જુનાગઢ**, ૨ **બાટવા**, ૩ **અમરાપુર**. આ પ્રાંતમાં ગાયકવાડી સંસ્થાન **કોડીનાર** છે તેનું મુખ્ય શેહેર કોડીનાર છે.

**જુનાગઢ સંસ્થાન** ( એમાં મુખ્ય શહેર જુનાગઢ, વેરાવળ, વંથળી, રાણપુર—ભેંસાણ, પ્રભાસ પાટણ, સુત્રાપાડા, ચોરવાડ, કેશોદ, કુતીઆણા, ઉના, દેલવાડા, ભેરાઈ, વીસાવદર, નિલાખા, હા-

ટીના માળીઆ, શીલ, વડાલ, ગાધકડા, વગેરે છે ) માણેકવાડા, જેતલસર, દીવ

જુનાગઢ તાબે **માંગરોળ** નામનું એક સંસ્થાન છે, તેનું મુખ્ય શેહેર **માંગરોળ** છે, **બાટવા સંસ્થાન** ( એમાં મુખ્ય શહેર માણાવદર, ગીદડ અને બાટવા છે )

નાનાંગામ **જુનાગઢનાં** ( મજેવડી, તોરી, બાલાગામ, અમરાપુર, ગેડબગસરા, નાગડી, મેયારી, બગડુ, ખડીઆ, નવાગઢ, છોડવડી, આજાબ, બંકુરી, લોએજ, વગેરે છે ) **બાટવાનાં** ( વાડાસડા, સણોસરા, લીંબુડા, વેકરી વગેરે છે ) ઘોઘલા.

**નીપજ**—કપાસ, કઠોળ, બાજરી, જુવાર, શેરડી વગેરે.

## ૭ બર્ડો, અથવા જેઠવાડ.

આ પ્રાતમાં બર્ડો ડુંગર હોવાથી 'બર્ડો' તથા જેઠવા ક્ષત્રીનું રાજ્ય હોવાથી જેઠવાડ કહેવાય છે.

**પર્વત**—બર્ડો, ગોપનો, અને ઓસમનો.

**નદીઓ**—ભાદર, મેનસર, ઓઝાત, અને ઊમેણ.

**બંદર**—પોરબંદર, નવી બંદર, માધવપુર અને મીઆણી.

**સંસ્થાન**—આ પ્રાંતમાં **પોરબંદર** નામનું એકજ સંસ્થાન છે, તેનાં મુખ્ય શહેર પોરબંદર, રાણાવાવ માધવપુર અને કંદોરણા છે.

એ સિવાય અડવાણા, નવીબંદર મેંઢવાણા, છાંયા, અને મીઆણી ગામો છે, તે પણ પોરબંદરનેજ તાબે છે.

**નીપજ**—બાજરી, કપાસ અને જુવાર.

## ૮ હાલાર.

આ પ્રાંતનું નામ હાલોજી નામના જાડેજા ઊપરથી હાલાર પડયુંછે.

**પર્વત**—બર્ડો અને દાંગાનો.

**નદીઓ**—આજી, ઊંડ, નાગમતિ, ધી, આપા, રામાવતી, ફે-મોઇ, ગોંડલી, ભાદર.

**બંદર**—સલાયા, બેડી, ઝીંઝુડા અને જોડીઆ.

**સંસ્થાન**—કુલ ૨૬ છે.

**૧ નવાનગર** ( એમાં મુખ્ય શહેર નવાનગર, જોડીઆ, આમરણ, ખંભાળીઆ, કંડોરણા, આટકોટ, ધ્રુંવાવ, સલાયા, ભાણવડ, લાલપુર, બાળંભા, રાણ, પડાણા, હડીઆણા, પડધરી, કાળાવડ, બેડીબંદર, જાંબુડા, અને જોધપુર છે ) ૨ **ગોંડળ** ( એમાં મુખ્ય શહેર ગોંડળ, ધોરાજી, ઉપલેટા, ભાયાવદર, પાનેલી, સુપેડી, ખાખી જાળીઆ, ગણોદ, સરસાઈ, સુલતાનપોર, મોટી મારડ, છત્રાસા, મોવૈયા, પાટણવાવ, બેળખરી ) ૩ **ધ્રોળ** ( એમાં મુખ્ય શહેર **ધ્રોળ** તથા સરપદડ છે.) ૪ **રાજકોટ** ( એનાં મુખ્ય શહેર રાજકોટ, સરધાર અને કુવાડવા છે ) ૫ **વીરપુર** ( એમાં મુખ્ય ગામ વીરપુર અને ખરેડી છે ) ૬ **કોટડા સાંગાણી** ( કોટડા સાંગાણી )

એ સિવાય ધ્રાફા, મેંગણી, લોધીકા, સાતુદડ વાવડી મૂળીલા.

**નાનાંગામ**—બાલાચડી, છીકારી, દડવા, નેકનામ, ગવરીદડ, પાલ, ગઢકા. ભાડવા, રાજપરા, જુળીઆ દેવાણી, શાપર, કોઠારીઆ, વડાલી, ખીરસરા, કોટડા નાયાણી, ભલસાણું **નવાગગરનાં** ( ગુંદા, વેરાડ, વંથળી, મોટા વડાલા, ચિત્રાવડ, ભાડલા, રાવલ, ભાટીઆ, લતીપુર, સરોદડ, ખારચીઆ, ઝીંઝુડા વગેરે છે **ગોંડલનાં** ( ઢાંક, જેતલસર, કોલકી અને હડમતાળા વગેરે છે ) **ધ્રોળનું** ( જાળીઆ ) **રાજકોટનાં** ( મોખાવડ અને ખરેડી ) **કોટડા સાંગાણીનાં** ( રામોદ અને અરડોઈ )

**પેદાસ**—કપાસ, કઠોળ, ઘઉં, બાજરી, જુવાર અને શેરડી.

## ૯ મચ્છુ કાંઠો.

આ પ્રાંતમાં મચ્છુ નદી વહે છે તેથી તેના કાંઠાની આસપાના મુલકને મચ્છુકાંઠો કહે છે.

**નદીઓ**—મચ્છુ, ઘોડાધ્રોઈ ને ડેમોઈ

**બંદર**—વવાણીઆ અને ઝીંગી

**સંસ્થાન**—૨ છે. ૧ **મોરબી** અને ૨ **માળીઆ**

૧ **મોરબીસંસ્થાન**—( એમાં મુખ્ય શહેર મોરબી, વવાણીઆ, ટંકારા, દહીંસરા, આધોઈ અને જંગી છે ) ૨ **માળીઆ** (એમાં ગામ માળીઆ અને ખાખરેચી છે )

નાનાંગામ—**मोरबीनां** ( જેતપુર, બગથલા, ધાટીલા, વાવડી, સરવડ, મેઘપર અને આંબરડી છે ) દેરાળુ, બેલા વગેરે તાલુકદારનાં છે.

**પેદાશ**—કપાસ, જુવાર, અડદ

## ૧૦ ઓખામંડળ.

કૃષ્ણના પૌત્ર અનિરૂદ્ધ ઓખા સાથે લંગ્ન કરી ત્યાં આવેલ તેપરથી એ પ્રાંતનું નામ ઓખામંડળ પડયું છે. આ પ્રાંત ગાયકવાડ સરકારને તાબે છે.

**મુખ્ય શહેર**—દ્વારકા, બેટ, આરંભડા અને વરવાળા

**નાનાંગામ**—કચ્છીગઢ, પોશીતરૂ, ધીણાકી, મઢી, ગોપી, વસાઈ વગેરે છે.

**પેદાશ**—કઠોળ, જુવાર, બાજરી.

# વિશેષ હકિકતનું પત્રક.

## પહેલોવર્ગ.

| સંસ્થાનનું નામ. | રાજ્યકર્તાની જાત. તથા અટક. | તાબાનાં ગામો ની સંખ્યા. | ઉપજ | અખત્યાર. |
|---|---|---|---|---|
| ૧ જુનાગઢ | બાબીમુસલમાન—નવાબ. | ૮૯[illegible] | રૂ. ૨૭૦૦૦૦૦ | દીવાની તથા ફો- |
| ૨ ભાવનગર | ગોહેલ રજપૂત—રાઓલ | ૬૪૫ | ૨૬૦૦૦૦૦ | જદારીકામમાં કુલ |
| ૩ નવાનગર | જાડેજા રજપૂત—જામ | ૬૩૧ | ૨૪૦૦૦૦૦ | અખત્યાર છે. |
| ૪ પોરબંદર | જેઠવા રજપૂત—રાણા | ૧૦૩ | ૪૦૦૦૦૦ | |
| ૫ ધ્રાંગધ્રા | ઝાલા રજપૂત—રાજ | ૧૨૯ | ૫૦૦૦૦૦ | |
| ૬ મોરબી | જાડેજા—ઠાકોર | ૧૩૬ | ૮૦૦૦૦૦ | |
| ૭ ગોંડળ | જાડેજા—ઠાકોર | ૧૭૪ | ૧૪૦૦૦૦૦ | |

## બીજો વર્ગ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ વાંકાનેર | ઝાલા—રાજ | ૮૭ | ૨૦૦૦૦૦ | ફોજદારી કામમાં |
| ૨ પાળીતાણા | ગોહેલ—ઠાકોર | ૮૭ | ૫૦૦૦૦૦ | મોટી શિક્ષા માટે |
| ૩ ધ્રોળ | જાડેજા—ઠાકોર | ૬૫ | ૧૪૦૦૦૦ | પોલીટીકલ એજંટ |

| | | | | |
|---|---|---|---|---|
| ૪ | લીંબડી | ઝાલા–ઠાકોર | ૭૨ | ૪૦૦૦૦૦ સાહેબની મંજુરી |
| ૫ | રાજકોટ | જાડેજા–ઠાકોર | ૬૧ | ૨૦૦૦૦૦ માગવી પડેછે અને |
| ૬ | વઢવાણ | ઝાલા-ઠાકોર | ૩૧ | ૪૦૦૦૦૦ દીવાની કામમાં કુલ |
| ૭ | જાફરાબાદ | હબશી મુસલમાન–નવાબ | ૧૨ | ૪૫૦૦૦ અખત્યાર છે. |

## ત્રીજો વર્ગ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | વળા | ગોહેલ–ઠાકોર | ૩૮ | ૧૫૦૦૦૦ ફોજદારી કામમાં |
| ૨ | લખતર | ઝાલા–ઠાકોર | ૫૧ | ૧૦૦૦૦૦ સાત વર્ષ સુધીની |
| ૩ | બાટવા | મુસલમાન–બાબી | ૫૬ | ૪૦૦૦૦૦ સખ્ત કેદ અને દશ |
| ૪ | જસદણ | કાઠી–ખાચર | ૬૧ | ૧૫૦૦૦૦ હજાર રૂપિઆ સુધી |
| ૫ | સાયલા | ઝાલા–ઠાકોર | ૩૮ | ૭૫૦૦૦ દંડ; તેમજ દીવાની |
| ૬ | ચુડા | ઝાલા–ઠાકોર. | ૧૪ | ૧૦૦૦૦૦ કામમાં વીશ હજાર |
| | | | | રૂપીઆ સુધીના દા- |
| | | | | વા ફેંસલ કરી શકેછે. |

## ચોથો વર્ગ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | મુળી | પરમાર રજપૂત–ઠાકોર | ૧૯ | ૧૦૦૦૦૦ ફોજદારીકામમાંત્રણ |

| | | | | |
|---|---|---|---|---|
| ૨ લાઠી | ગોહેલ—ઠાકોર | ૧૨ | ૧૦૦૦૦૦ | વર્ષ સુધી સખ્ત કેદ |
| ૩ બજાણા | મુસલમાન—મલેક | ૨૭ | ૧૦૦૦૦૦ | અને રૂપિઆ પાંચ |
| ૪ વીરપુર | જાડેજા—ઠાકોર | ૧૩ | ૩૯૦૦૦ | હજાર સુધી દંડ કરી |
| ૫ કોટડા(સાંગાણી) | જાડેજા—ઠાકોર | ૧૮ | ૧૦૦૦૦૦ | શકે અને દીવાની |
| ૬ માળીઆ | જાડેજા—ઠાકોર | ૧૨ | ૬૦૦૦૦ | કામમાં દશ હજાર |
| ૭ જેતપુર | કાઠી—વાળા | ૧૪૮ | ૮૮૦૦૦૦ | રૂપિઆ સુધીના દા-<br>વા ફેંસલ કરે. |

## પાંચમો વર્ગ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ મેંગણી | જાડેજા | ૧૮ | ૨૧૦૦૦ | ફોજદારી કામમાં બે |
| ૨ ગવરીદડ | ,, | ૬ | ૧૪૦૦૦ | વરસની કેદ અને બે |
| ૩ પાળ | ,, | ૫ | ૮૦૦૦ | હજાર રૂપિઆ સુધી |
| ૪ ગઢકા | ,, | ૫ | ૧૪૦૦૦ | દંડ કરે. અને દી- |
| ૫ જાળીઆ દેવાણી | ,, | ૧૦ | ૧૫૦૦૦ | વાનીકામમાંરૂ૫૦૦૦ |
| ૬ વસાવડ | નાગરદેશાઈ | ૪ | ૧૨૦૦૦ | સુધીના દાવા ફેંસલ |
| ૭ ડેડાણ | કાઠી | ૮ | ૩૫૦૦૦ | કરી શકે. |

| | | | |
|---|---|---|---|
| ૮ વણોદ | મુસલમાન | ૧૧ | ૧૫૦૦૦ |
| ૯ પાટડીનાંગામ | કણબી—દેશાઈ | ૭ | ૪૫૦૦૦ |
| ૧૦ કોઠારીઆ | જાડેજા | ૬ | ૧૬૦૦૦ |

## છઠ્ઠો વર્ગ.

આ વર્ગમાં બાવીશ તાલુકા છે, અને ફોજદારી કામમાં ત્રણ માસ સુધી કેદ અને ૨૦૦ રૂપિઆ સુધી દંડ અને દીવાની કામમાં રૂ. ૫૦૦ સુધીના દાવા ફેંસલ કરી શકે. બધા તાલુકાના થઈને ૨૯૪ ગામ છે, અને આશરે પાંચ લાખ રૂપિઆની ઉપજ છે.

## સાતમો વર્ગ.

આ વર્ગમાં સાત તાલુકા છે, તેના ૨૯ ગામ અને રૂ. તેપન હજારની ઉપજ છે. ફોજદારી કામમાં પંદર દિવસની કેદ અને દીવાની કામમાં અખત્યાર નથી.

## બીનઅખત્યારી તાલુકા.

કુલ ૧૨૬ છે, તેના ૨૯૬ ગામ છે, અને તેની ઉપજ આશરે સાડાઆઠ લાખ રૂપિઆની છે. તેમને કોઈ પણ જાતનો અખત્યાર નથી.



# સામાન્ય નોંધ.

**નીચેની હકિકત મેહેતાજીઓએ છોકરાને પાઠે કરાવવી નહીં, પણ પોતે વાંચવાની છે. જરૂર જણાય તેવીજ હકિકત નકશો શીખવતી વખતે વિદ્યાર્થિને કહી સંભળાવવી.**

**નળકાંઠો**—લીંબડીથી થોડેક માઈલને છેટે દરિઆનો એક ફાંટો છે, જેને નળકાંઠો કહેછે તે તલસાણાથી પૂર્વમાં કડેચી ગામ પાસે આવેલો છે. તેમાં નિરંતર ખારૂં પાણી ભરાઈ રહેછે. નળકંઠામાં એક જાતનું ઘાસ થાયછે, તેની જડમાંથી જે કંદ નીકળે છે, તેને "બીડ" કહેછે. દુકાળના વખતમાં ગરીબ લોકો તેનો લોટ કરીને અનાજને ઠેકાણે વાપરે છે.

**મીઠું**—કાઠિયાવાડમાં, બે જાતનું મીઠું પાકેછે. **વડાગરૂં** અને **ઘસીયું.** વડાગરૂં મીઠું ફક્ત કચ્છના રણને કાંઠે ધ્રાંગધરા તાબે કુડાં ગામમાં થાયછે, અને ઘસીયું મીઠું વવાણીઆ, જોડીઆ, બેડી, પીંડારા, કુછડી, મીયારી, ઘામળેજ, ભેરાઈ, વડેરા, મહુવા, તળાજા અને ભાવનગર વગેરે ઘણે ઠેકાણે મળેછે, અથવા બનાવવામાં આવેછે.

**જનાવર**—કાઠિયાવાડ ઉંચી જાતના ઘોડાને માટે પ્રખ્યાત છે. કાઠી લોકો આ જનાવરના તેમાં મુખ્યત્વે કરીને ઘોડીઓના ઘણા શોખીલા હોય છે. ઝાલાવાડની ઉત્તર તરફની ગાયો તથા બળદો, અને દક્ષિણ કાઠિયાવાડ તથા બર્ડાની ભેંસો શ્રેષ્ટ ગણાય છે. ઓખામંડળમાં સાધારણ ઉંટની પેદાશ છે. કાઠિયાવાડ ઇલાકાના ઘેટાંની ઉન લાંબી તથા ઉંચી જાતની ગણાય છે, અને બહાર દેશાવરમાં પંકાય છે.

**રસ્તા અને સડકો**—જોતજોતામાં ઘણી વધી છે. હાલ ૬૦૦ માઇલ સડકો થઇછે, અને તેમાંના ઘણાખરા ભાગમાં નદી નાળાં

ઉપર પૂલ બંધાઇ ગયાછે, તથા કાંકરી પથરાઈ ગઈછે. યુરોપીઅન અને દેશી મુસાફરોના સુખને માટે મુસાફરી બંગલા અને ધર્મશાળાઓ પણ સગવડ વાળી જગ્યોએ બનાવવામાં આવેલ છે.

**બંદર અને વેપાર**—આ ઈલાકો દ્વિપકલ્પ હોવાને લીધે બંદરો પુષ્કળ છે. ભાવનગર, મહુવા, જાફરાબાદ, વેરાવળ, પોરબંદર, સલાયા અને જોડીઆ એ બંદરોથી દર વરસે ઘણો માલ ચડેછે, અને આવેછે. મુંબાઈ અને કરાંચી વચ્ચે ફરતી આગબોટો ખુલ્લા મોસમમાં વેરાવળ, માંગરોળ, અને પોરબંદર તેમજ દ્વારકા આગળ રોકાય છે; અને ભાવનગર બંદર મુંબાઈ સાથે પરબારો આગબોટોથી સંબંધ રાખેછે.

**હાલારનું પાણી**—આખા કાઠિઆવાડ ઈલાકામાં હાલારનું પાણી ઘણુંજ તનદુરસ્ત તેમજ ચઢીઆતું ગણવામાં આવે છે.

**ઘી**—બડા પ્રાંતમાં ઢોરની પેદાશ બહુ સારી હોવાથી ત્યાંનું ઘી બહાર મુલક ખાતે પુષ્કળ જાયછે.

**દેવસ્વર્ગ**—પ્રભાસપાટણથી થોડેગેક દૂર **ભાલકા** નામની જગ્યાછે, તે દેવસ્વર્ગની જગ્યા કહેવાય છે. યાદવ કૂળના પ્રખ્યાત રાજા **શ્રી** કૃષ્ણે ત્યાં દેહ છોડયો હતો.

## શહેર વર્ણન

**જુનાગઢ—એ અસલી વખતથી ઘણુંજ પ્રખ્યાત શહેર છે.** તેને બે કોટ છે. ઉપર કોટમાં બૌધ લોકોની મનોરંજક ગુફાઓ છે આ શહેરનો દેખાવ સુંદર છે. આ રાજ્યમાં "**દીવાનશાહી કોરી** નામના સિક્કા ચાલેછે. વળી તાંબાના સિક્કા, દોકડા તથા અરધા દોકડા પણ પાડવામાં આવેછે. રાજમહેલ જોવા લાયક છે. **નરસિંહ મહેતો** આ ગામમાં થઈ ગયેલો છે.

**નવાનગર**—રેશમી કાપડ તથા સોનેરી ભરત કામને માટે આ શહેર પ્રખ્યાત છે. રંગવાનું તથા બાંધણીનું કામ પણ વખાણવા લાયક થાયછે. આંહીની ખસખોઈ, ધુપ, સુગંધી તેલ તેમજ કંકુ સારૂં થાયછે. આંહી જામસાહેબની ટંકશાળ છે, તેમાં સિક્કા પડેછે તે **"જામશાહી"** કહેવાય છે. કોરી, દોકડા, ઢીંગલા, અને ઢબુ નામના સિક્કા પાડવામાં આવેછે.

**ભાવનગર**—વેપાર રોજગારની બાબતમાં આ શહેર, કાઠિયાવાડમાં સૌથી ચઢિઆતું છે. ભાવનગરનું બંદર સુધારવા માટે ઘણો પૈસો ખરચવામાં આવ્યો છે. આખા કાઠિયાવાડમાંથી બહાર દેશાવર ખાતે જેટલું રૂ જાયછે, તેનો લગભગ અરધો ભાગ એકલા ભાવનગર બંદરથી ચડેછે, બીજાં શહેરો સાથે સરખાવતાં ભાવનગરમાં પૈસાદાર લોક ઘંણા છે.

**પોરબંદર**—એ શહેર પથ્થરથી બાંધેલુ છે, અને તેને ફરતો કિલ્લો છે. પોરબંદરની ખાડી બોખીરાના નામથી ઓળખાય છે, તે બહુ ઉપયોગી ગણાય છે. આ રાજ્યમાં એક ટંકશાળ છે, તેમાં રૂપાની કોરીઓ તથા તાંબાના દોકડા પાડેછે. એ નાણું **"રાણાશાહી"** કહેવાય છે. પોરબંદર તાબાના બિલેશ્વર ગામમાં બીલેશ્વર મહાદેવ છે, તે યાત્રાનું ઠેકાણું છે. માધવપુરમાં માધવરાયજીનું મંદીર છે, ત્યાં દૂર પ્રાંતમાંથી પણ લોકો યાત્રા કરવા આવેછે.

**ધ્રાંગધ્રા**—ઘણા સરસ પથ્થરથી બાંધેલું છે. એની પાસે રણમલસર નામનું તળાવ છે. ધ્રાંગધ્રાની પથ્થરની ખાણો આખા ગુજરાતમાં પ્રખ્યાત છે. એ શહેરના સલાટ લોકો કુબડી જાતના પથ્થરના વખાણવા લાયક ઘાટ તથા વાસણો બનાવેછે, તે દેશાવરખાતેજાયછે.

**વાંકાનેર**—પતાળીઓ વોકળો તથા મચ્છુ નદીના સંગમ ઉ-

પર આવેલું છે. આંહી દેશી સુતરાઉ કાપડ બનેછે, અને તે ઘણા લોકો વાપરેછે. વાંકાનેરથી ચાર માઈલને છેટે જડેશ્વર મહાદેવની જગ્યા છે, ત્યાં ઘણા લોકો યાત્રા કરવા આવેછે.

**સાયલા**—આ શહેરમાં **"લાલા ભગત"** નામના વાણિઆએ બંધાવેલું શ્રી રામચંદ્રજીનું પ્રસિદ્ધ ધામ છે; "લાલા ભગત" ના નામ ઉપરથી કેટલાએક લોક આ ગામને ભગતનું ગામ કહેછે.

## દિશાઓ.

જે દિશામાં સૂર્ય ઉગેછે, તેને **પૂર્વ** અથવા ઉગમણી દિશા કહેછે.

જે દિશામાં સૂર્ય આથમેછે, તેને **પશ્ચિમ** અથવા આથમણી દિશા કહેછે.

પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ તો ડાબા તરફ **ઉત્તર દિશા**, અને જમણા હાથ તરફ **દક્ષિણ દિશા** કહેવાયછે.

## નકશાની દિશાઓ.




નકશા ભણી મોં કરી ઉભા રહીએ તો મથાળે **ઉત્તર**, નીચે **દક્ષિણ**, ડાબા હાથ તરફ **પશ્ચિમ**, અને જમણા હાથ તરફ **પૂર્વ દિશા** આવેછે.

દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેનો **અગ્નિ** ખૂણો, દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેનો **નૈરૂત્ય** ખૂણો, ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો **ઈશાન** ખૂણો, અને ઉત્તર તથા પશ્ચિમ દિશા વચ્ચેનો **વાયવ્ય** ખૂણોછે.

ચારે બાંજૂએ પાણીથી વીંટાલાયલા જમીનના ભાગને **બેટ કે દ્વીપ** કહે છે.

જમીનનો જે ભાગ ત્રણ બાજૂએ પાણીથી તથા એક બાજૂએ જમીનથી વીંટાયલો હોય તેને **દ્વીપકલ્પ** કહેછે.

જે સાંકડો જમીનનો ભાગ જમીનના બે મોટા ભાગને સાંધે છે તેને **સંયોગી ભૂમિ** કહેછે.

જમીનની જે અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય તેને **ભૂશિર** કહેછે.

જમીનનો ભાગ થોડો ઉંચો હોય તેને **ડુંગર** કહેછે, અને વિશેષ ઉંચા ભાગને **પર્વત** કહેછે. તળીએથી જોડાયલા ડુંગરા અને પર્વતોને ડુંગરો કે પર્વતોની **હાર** કહેછે.

**પાણી**—પૃથ્વી ઉપરના ખારા પાણીના પાંચ ભાગ કર્યાછે તેમાંના દરેકને **મહાસાગર** કહેછે.

જે પાણીના ભાગને **સમુદ્ર** કહેછે તે મહાસાગર કરતાં નાનો હોય છે.

જમીન ઉપર લાંબા ગયેલા સમુદ્રના ફાંટાને **અખાત** કહેછે.

પહોળા મ્હોડાના અખાતને **ઉપસાગર** કહેછે.

પાણીના બે મોટા ભાગને સાંધનારા પાણીના નાના ભાગને **સામુદ્રધુનિ** કહેછે.

જમીનથી વીંટાયલા પાણીના ભાગને **સરોવર** કહેછે.

મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇ સમુદ્રને મળેછે તેને **નદી** કહેછે.

## અનુલેખન ( ડિક્ટેશન )

| | | | |
|---|---|---|---|
| बच्यां | निशाळ | नवराश | रह्यो |
| स्वभाव | शिक्षा | कविता | घूमटो |
| दाक्षिणी | संग्रह | प्रधान | रैयत |
| आवड्या | लाव्यो | पूछ्युं | बोल्यो |
| कह्युं | नांख्यो | काढ्यो | टट्टु |
| जक्की | ईमारत | फाव्यो | त्रिख |
| विलायत | चित्त | डाह्यो | मान्युं |
| अल्या | मनुष्य | अर्थ | बच्चां |
| बनाव्युं | दोंगाई | ईंद्रीओ | नित्य |
| शिक्षा | रस्तो | चोख्खुं | सज्जन |
| निर्दय | मार्ग | प्राण | स्नेह |
| विद्या | खोंखारे | चिचोडा | विश्व विषे |
| विख्यात | पुण्य | आशिष | कृपण |
| चप्पु | रूपिआ | सिंधु | क्रोड |
| नक्की | पैसादार | पर्व | छेल्ली |
| मुद्दल | वस्तु | ईंडां | धान्य |
| सर्वे | पृथ्वी | बुट्टा | किल्ला |
| पदार्थ | तूराश | शेखसल्ली | मालिक |
| धूणाववुं | प्रेम | भाग्य | रेड्युं |

| | | | |
|---|---|---|---|
| खज्युं | निराश | स्वच्छ | प्रार्थना |
| प्रसंग | विशेष | कृपाळ | नक्कर |
| चित्र | प्रवाही | जुक्ति | पुष्कळ |
| वैतरुं | भूपति | कूरकुरिआं | क्यारडा |
| प्रमाणे | निरांत | मच्छर | न्याल |
| दरिओ | कोष्टक | मंदिर | क्लेश |
| मध्यम | वंदूक | गर्जना | दुश्मन |
| अभिमान | निशान | तुच्छ | सामर्थ्य |
| कल्लोल | निंदे | सिंह | भर्श्री |
| बिंब | दर्पण | चंद्रमा | अंग्रेजी |
| मिनिट | ग्रह | शक्ति | श्वास |
| स्वर | ईश्वर | व्यंजन | स्पष्ट |
| ढूंठवातुं | जगन्नाथी | अज्ञान | सर्वव्यापक |
| विश्वपति | जगकर्त्ता | वाक्य | विचार्युं |
| उच्चार | सूरज | शुद्ध | कृपा |
| बुद्धि | चतुराई | गृहस्थ | अनुस्वार |
| पडपूछ | लुच्चाई | जवल्ले | वटेमार्गु |
| छज्जुं | वनस्पति | तरबूच | परमेश्वर |
| विरामचिन्ह | मूळाक्षर | धर्मपुस्तक | जोडाक्षर |
| चित्रामण | पस्तावो | पुरुष | लिपि मात्रा. |

# ધાતો.

| શેરની ધાત. | | શેરની ઉલટીધાત. |
|---|---|---|
| શેરના અધશેરા ૨ | | ૨ અધશેરે એકશેર |
| શેરના પાશેરા ૪ | | ૪ પાશેરે એકશેર |
| શેરના નવટાંકા ૮ | | ૮ નવટાંકે એકશેર |
| શેરના અધોળાં ૧૬ | | ૧૬ અધોળે એકશેર |
| શેરના રૂપિયાભાર ૪૦ | | ૪૦ રૂપિયાભારે એકશેર |
| શેરના પાશેરા ૪ | | ૪ પાશેરે એકશેર |
| પોણોશેરના પાશેરા ૩ | | ૩ પાશેરે પોણોશેર |
| અધશેરના પાશેરા ૨ | | ૨ પાશેરે અધશેર |
| શેરના નવટાંકાં ૮ | | ૮ નવટાંકે ૧ શેર |
| પોણોશેરના નવટાંકાં ૬ | | ૬ નવટાંકે ૦।।। શેર |
| અધશેરના નવટાંકાં ૪ | | ૪ નવટાંકે ૦।। શેર |
| પાશેરના નવટાંકાં ૨ | | ૨ નવટાંકે ૦। શેર |
| શેરનાં અધોળાં | ૧૬ | ૧૬ અધોળે ૧ શેર |
| પોણાશેરનાં અધોળાં | ૧૨ | ૧૨ અધોળે ૦।।। શેર |
| અધશેરનાં અધોળાં | ૮ | ૮ અધોળે ૦।। શેર |
| પાશેરના અધોળાં | ૪ | ૪ અધોળે ૦। શેર |
| શેરના રૂપિયાભાર | ૪૦ | ૪૦ રૂપિયાભારે ૧ શેર |
| પોણોશેરના રૂપિયાભાર | ૩૦ | ૩૦ રૂપિયાભારે ૦।।। શેર |
| અધશેરના રૂપિયાભાર | ૨૦ | ૨૦ રૂપિયાભારે ૦।। શેર |
| પાશેરના રૂપિયાભાર | ૧૦ | ૧૦ રૂપિયાભારે ૦। શેર |
| નવટાંકના રૂપિયાભાર | ૫ | ૫ રૂપિયાભારે નવટાંક |
| અધોળના રૂપિયાભાર | ૨।। | ૨।। રૂપિયાભારે અધોળ. |

શેરની ધાત મુજબ બધી ધાત ઉલટાવી બોલતાં શીખવવું.

### મણની ધાત.

| | |
|---|---|
| મણના અધમણીઆ | ૨ |
| મણના દશશેરા | ૪ |
| મણની પાંચશેરી | ૮ |
| મણની અઢીશેરી | ૧૬ |
| મણની સવાશેરી | ૩૨ |

| | | |
|---|---|---|
| ૧ | મણના દશશેરા | ૪ |
| ૦॥। | મણના દશશેરા | ૩ |
| ૦॥ | મણના દશશેરા | ૨ |

| | | |
|---|---|---|
| ૧ | મણની પાંચશેરી | ૮ |
| ૦॥। | મણની પાંચશેરી | ૬ |
| ૦॥ | મણની પાંચશેરી | ૪ |
| ૦। | મણની પાંચશેરી | ૨ |

| | | | |
|---|---|---|---|
| ૧ | મણની | અઢીશેરી | ૧૬ |
| ૦॥। | મણની | ॥ | ૧૨ |
| ૦॥ | મણની | ॥ | ૮ |
| ૦। | મણની | ॥ | ૪ |

| | | | |
|---|---|---|---|
| ૧ | મણની | સવાશેરી | ૩૨ |
| ૦॥। | મણની | ॥ | ૨૪ |
| ૦॥ | મણની | ॥ | ૧૬ |
| ૦। | મણની | ॥ | ૮ |
| ૧ | મણના | શેર | ૪૦ |
| ૦॥। | મણના | ॥ | ૩૦ |

### તોલની ધાત.

૫ મણનો—કોથળો
૭ મણનો—નાનોહારો
૧૨ મણની—માણી
૧૬ મણની—કળશી
૨૦ મણની—ખાંડી
૨૧ મણનો—મોટોહારો
૨૪ મણનો—ભાર
૩૦ મણની—ગાલ્લી
૩૨ મણનું—એડીયું
૪૦ મણનો—મૂડો.

### માણીની ધાત

૧૨ મણની એક માણી
૯ મણની ૦॥। માણી
૬ મણની ૦॥ માણી
૩ મણની ૦। માણી

### કળશીની ધાત.

૧૬ મણની ૧ કળશી
૧૨ મણની ૦॥। કળશી
૮ મણની ૦॥ કળશી
૪ મણની ૦। કળશી

### રૂપિયા આનાની ધાત.

૧૬ આને ૧ રૂપિયો
૧૨ આને ૦॥। રૂપિયો
૮ આને ૦॥ રૂપિયો
૪ આને ૦। રૂપિયો

### આનાપાઈની ધાત.

૦॥ મણના ॥ ૨૦
૦। મણના ॥ ૧૦

### ખાંડીની ધાત.

૨૦ મણની ૧ ખાંડી
૧૫ મણની ૦॥। ખાંડી
૧૦ મણની ૦॥ ખાંડી
૫ મણની ૦। ખાંડી

### ભાર.

૨૪ મણનો ૧ ભાર
૧૮ મણનો ૦॥। ભાર
૧૨ મણનો ૦॥ ભાર
૬ મણનો ૦। ભાર

### ગાલ્લી.

૩૦ મણની ૧ ગાલ્લી
૨૨॥ મણની ૦॥। ગાલ્લી
૧૫ મણની ૦॥ ગાલ્લી
૭॥ મણની ૦। ગાલ્લી

### એડીયું.

૩૨ મણનું ૧ એડીયું
૨૪ મણનું ૦॥। એડીયું
૧૬ મણનું ૦॥ એડીયું
૮ મણનું ૦। એડીયું

### મૂડો.

૪૦ મણનો ૧ મૂડો
૩૦ મણનો ૦॥। મૂડો
૨૦ મણનો ૦॥ મૂડો
૧૦ મણનો ૦। મૂડો

૧૨ પાઈનો ૧ આનો
૯ પાઈનો ૦॥। આનો
૬ પાઈનો ૦॥ આનો
૩ પાઈનો ૦। આનો

### દોકડા બદામની.

૧૬ બદામે ૧ દોકડો
૧૨ બદામે ૦॥। દોકડો
૮ બદામે ૦॥ દોકડો
૪ બદામે ૦। દોકડો

### રૂપિયા દોકડાની ધાત.

૧૦૦ દોકડે ૧ રૂપિયો
૭૫ દોકડે ૦॥। રૂપિયો
૫૦ દોકડે ૦॥ રૂપિયો
૨૫ દોકડે ૦। રૂપિયો

### કોડીની ધાત.

૧ કોડીના ૨૦ નંગ
૦॥। કોડીના ૧૫ નંગ
૦॥ કોડીના ૧૦ નંગ
૦। કોડીના ૫ નંગ

### આના, દોકડાની ધાત.

૧ આનાના ૬। દોકડા
૨ આનાના ૧૨॥ દોકડા
૩ આનાના ૧૮॥। દોકડા
૪ અનાના ૨૫ દોકડા
૮ આનાના ૫૦ દોકડા
૧૨ આનાના ૭૫ દોકડા
૧૬ આનાના ૧૦૦ દોકડા.

## મુંબાઈ ઇલાકાની ભૂગોળ વિદ્યા.

એની સાતમી આવૃતિ પ્રગટ થઈ ચૂકી છે, તે ઉપરથીજ માલુમ પડશે કે એ ચોપડી કેટલી બધી ઉપયોગી હશે. કિંમત દર નકલના બે આના, પોસ્ટેજ અરધો આનો. સામટી રાખનારને પંદર આનાની બાર પ્રત. પોસ્ટેજ મફત.

## ભરતખંડની ભૂગોળ વિદ્યા.

એની વિજી આવૃતિ પ્રગટ થઈ ચૂકી છે. શિખવવામાં ઉપયોગી છે, એમ સાબિત થઈ ચૂક્યું છે. દર નકલના અઢીઆના. પોસ્ટેજ અરધો આનો. સામટી રાખનારને રૂપિઆની અગિઆર પ્રત—પોસ્ટેજ મફત—

## સુબોધ પ્રકાશ.

આ સૌથી સસ્તું અને વાંચવા લાયક ચોપાનીયું અમારી તરફથી દર મહિને પ્રગટ થાય છે. એના વિષે વિદ્વાનોએ ઊંચો અભિપ્રાય આપેલો છે. જોઈએ તો મંગાવજો. લવાજમ વર્ષે માત્ર છ આના. પોસ્ટેજ ત્રણ આના.

## પુરૂષોત્તમ કહાનજી ગાંધી.

અધિપતિ, સુબોધ પ્રકાશ.